بسم الله الرحمن الرحيم



# મઝહબી નોંધ પોથી.

## અકાયદ.

ખુદાતાલાને ઝાતો સિફાતમા વાહિદ અને યકતા માની તેનો કોઈપણ ભાગીઓ નથી એમ સમજી તેના ઉપર યકીન રાખવું હરેક મુસલમાન ઉપર ફરજ છે. ખુદાતાલાની તરફથી હીદાયત કરવાને માટે જેટલા માણસો મુકરર થયા તેઓ બધા સાચા પયગમ્બર છે અને તેઓની જેટલી કીતાબો છે તેના ઉપર સચ્ચાઈથી યકીન કરવુ. કયામતના આવવાને બરહક જાણવું અને મરવા પછીની અમર જીંદગાની સાચી માનવી. વળી હરેક નેક અથવા બદ ચીજનું પુરૂં

થવું ખુદાના અખત્યારમાં છે. જે કાંઇ થયું, જે થઇ રહ્યું છે, અને જે કાંઇ થશે તે બધું ખુદાની કુદરતના તાબામાં છે.અને હઝરત મોહમ્મદ સલા૦ ખુદાના સૌથી મોહટા અને સૌથી આખરી પયગમ્બર છે તેમના ઉપર ઇમાન લાવવું તેમનો ધર્મ ઇસલામ બધી દુન્યાના માટે છે અને આગલા પયગમ્બરોની શરીઅતો આપની શરીઅતથી મનસુખ થઇ ગઇ છે.

## આઅમાલ.

પાંચ વખતની નમાઝ ભણવી રમઝાનમાં રોઝા રાખવા અને જો પૈસાદાર હોય તો ઝકાત આપવી, અને મુસાફરીના ખર્ચ જેટલી હેસીયત હોય તો જીંદગીમાં એક વખતે અરબસ્તાન જઇને મક્કા મોઅઝ્ઝમાની હજ કરવી આ બાબતો દરેક બાલેગ મુસલમાન ઉપર અગર તે દીવાનો ન હોય તો ફરઝ છે

## આઅમાલની વીગત.

નમાઝના પાંચ વખત છે. જ્યારે રાતનું અંધારૂં સવારના પ્રકાશથી દુર થવા લાગે ત્યારથી તે સુર્ય ઉદય થતાં સુધી સવારની નમાઝનો વખત છે. સવારની નમાઝમાં પેહલાં બે રકાત સુન્નત અને તે પછી બે રકાત ફરઝ ભણવી જોઇએ.

જ્યારે મધ્યાન થઇ જાય ત્યારે ઝોહેરનો વખત થાય છે. અને તે જ્યાં સુધી સુરજના સામે ઉભા રહેતાં માણસનો પડછાયો

જમણો ન થાય ત્યાંસુધી રહે છે. ઝોહોરની નમાઝમાં પહેલાં ચાર રકાત સુન્નત અને તે પછી ચાર રકાત ફરઝ તથા બે રકાત સુન્નત ભણવી જોઇએ.

જ્યારે માણસનો પડછાયો બમણાથી વધારે થઇ જાય ત્યારે અસરનો વખત શરૂ થાય છે, અને તે સુર્ય અસ્ત થતાં સુધી રહે છે. અસરની વખતે પેહલાં ચાર રકાત સુન્નત ભણવી પણ તે સુન્નતની રકાતો કાંઇ બહુ જરૂરી નથી તે બાદ ચાર રકાત ફરઝ ભણવી.

સુર્ય અસ્ત થયા પછી મગરેબનો વખત શરૂ થાય છે અને જ્યાંસુધી સારી પેઠે અંધારૂ ન થઇ જાય ત્યાંસુંધી રહે છે. તે વખતે પહેલાં ત્રણ રકાત ફરઝ અને તે બાદ બે રકાત સુન્નત ભણવી.

સારી પેઠે અંધારૂ થઇ જવા બાદ ઇશાનો વખત શરૂ થાય છે એ સવારની સુફેદી જણાતાં સુધી રહે છે. તે વખતે પેહલાં ચાર સુન્નત પછી ચાર ફરઝ બે સુન્નત તથા ત્રણ રકાત વીતરની ભણવી. વીતર ફરઝથી ઓછી અને સુન્નતથી વધારે વાજીબના નામથી ઓળખાય છે.

રમઝાનમાં આખો મહીનો રોઝા રાખવા જોઇએ. કદાચ કોઇ માણસ માંદો અથવા મુસાફર હોય તો રોઝા ન રાખવાની છુટ છે પણ જ્યારે વખત મળે ત્યારે બીજા દીવસોમાં આના બદલામાં રોઝા રાખે.

રોઝાનો વખત સવારની રોશનીના પ્રકાશથી લઇને તે સુર્ય અસ્ત થતાં સુધી । છે. તેટલા અરસામાં ખાવુ પીવું અને કુદરતી તથા કુદરત વિરૂદ્ધ તરીકાથી નફસાની ખ્વાહીશો પુરી કરવી ના જાયઝ છે.

જે માણસની પાસે બાવન રૂપીઆથી વધારે મીલકત હોય અને તેને એક વરસ થઇ જાય તો તેમાંથી ચાલીસમો ભાગ ઝકાત તરીકે આપવો ફરજ છે. અને જ્યારે ઘરબારની જરૂરતો ન હોય અને મક્કા મોઅઝમા સુધી જવા આવવાનું ખર્ચ સહેલાઇથી કરવાની શકિત હોય, તથા રસ્તામાં અમન હોય તો જીંદગીમાં એક વખતે હજ્જ કરવા જવું દરેક મુસલમાન ઉપર ફરઝ છે.

## ઇસલામી અખલાક.

મુસલમાનોને સાચુ બોલવાની ઘણીજ તાકીદ થએલી છે. **હઝરત રસુલે કરીમ સલ૦** એ ફરમાવ્યું છે કે જે માણસ જુઠું બોલે છે તેના ઇસલામમાં શક છે.

આપેલા વાયદાને પુરો કરવો દરેક મુસલમાન ઉપર ફરઝ છે કેમકે વાયદા ખિલાફી ઇસલામમાં બહુ મોટો ગુનાહ છે.

જે મુસલમાનો હસ્તા ચેહરે નમ્રતાથી વાતચીત કરે છે. અને વાતચીતમાં ગાલ ગલોચ તથા ખરાબ શબ્દો વાપરતા નથી તેવા લોકોને **હઝરત મોહમ્મદ સલ૦** બહુજ પસંદ કરે છે.

તેટલા માટે અવિવેકી અને અપ શબ્દોને મુકી વીવેકથી ભરેલી ચાલ ચલણ રાખવી હરેક મુસલમાન ઉપર ફરજ છે.

વળી મુસલમાનોને ઘણીજ તાકીદની સાથે તાલીમ આપવામાં આવી છે કે ઘરડાં, માંદા અને અશકત માણસોની મદદ કરો. સઘળા મુસલમાનો એક બીજામાં સગા ભાઇની પેઠે મોહોબ્બત રાખે પોતાના પાડોશીની ખબરદારી પોતાના ઘરની પેઠે કરતા રહે પોતે કોઇની ઉપર જાસ્તી ન ગુજારે અને જ્યારે કોઇ બીજા દુઃખ આપે તો ઇનસાફની રીતે બદલો લેવો જોઇએ, નકામું ખર્ચ કરવું ઇસલામમાં બહુ મોહટા ગુનાહની વાત છે અને બખીલાઇ અથવા કંજુસાઇની પણ સખત મનાઇ કરવામાં આવી છે, દરમીયાની રીત ધારણ કરવાનો હુકમ આપ્યો છે. વાતચીતમાં, ખાવા પીવામાં, લુગડાં લતામાં, રહેવા કરવામાં, વડાઇના બાંકા ફુંકવાની તથા ફીસીયારી મારવાની સખત મનાઇ કરેલી છે. રસ્તામાં ફુલણજી બનીને અકડ ચાલવાની બંધી કરી છે અને દરેક મુસલમાનને નીચી નજરે આજેઝીની સાથે ચાલવાનો હુકમ આપેલો છે.

## શરીઅત અને તરીકત.

શરીઅત અને તરીકત બે જુદી જુદી વસ્તુઓ નથી. જે રસ્તા ઉપર ચાલીને અમે ખુદાની રઝામદી હાંસલ કરીએ છીએ તે રસ્તાનું નામ શરીઅત છે, અને રસ્તા ઉપર ચાલવાનું નામ તરીકત છે, તેથી જે લોકો શરીઅત ઉપર સારી પેઠે અમલ કરે છે તેઓ તરીકતવાળા કહેવાય છે.

આ હીસાબથી મુસલમાનોની શરીઅતના ચાર ઇમામો એટલે હઝરત ઇમામ અબુ હનીફા, હઝરત ઇમામ શાફઇ, હઝરત ઇમામ માલિક અને હઝરત ઇમામ હમ્બલ અસહાબે તરીકત હતા, અને જે મુસલમાનો આ ઇમામોની પયરવી કરે છે અને હનફી, શાફઇ, માલેકી અને હમ્બલીના નામથી ઓળખાય છે તે બધા તરીકતવાળા અને પાકા મુસલમાનો છે.

પરતુ ઇસતિલાહમાં અરબાબે તરીકત તે લોકોને કહે છે કે જેમનો મશરબ તસવ્વુફ છે. તસવ્વુફ શરીઅતની વિરૂદ્ધ નથી કેમકે તસવ્વુફના અર્થ ખુદાની દરેક જગ્યાએ મોજુદગી હોવા ઉપર યકીન રાખવું અને મનમાં યકીન બેસી જવું છે. આ યકીનની જેમ જેમ વૃદ્ધી થતી જાય છે તેમ તેમ તસવુફના દરજાઓમાં વધારો થતે જાય છે.

તસવ્વુફનો તરીકો હઝરત રસુલે કરીમ સલ૦ ના ઝમાનાથી જારી છે જે અસહાબ રદી૦ ને મેહનત અને રયાઝતનો વધારે શોખ હતો તેઓએ આ તરીકામાં હઝરતથી મોટો દરજ્જો કમાલ પ્રાપ્ત કર્યો હતો.

## અરબાબે તરીકતના સિલસિલા.

જેવી રીતે ચાર ઇમામોના મુકલ્લદો હનફી, શાફઇ માલેકી અને હમ્બલીના નામથી ઓળખાય છે તેવી રીતે તસવ્વુફ ઉપર

ચાલનારાઓના પણ સિલસિલા ઉપરથી નામ પડેલા છે. હિંદુસ્તાનમાં તસવ્વુફના તરીકા ઉપર ચાલનારા ચાર સિલસિલા ઘણાંજ પ્રખ્યાત છે અને તેઓના નામ આ પ્રમાણે છે. ચિશ્તીયા, કાદરીયા, નકશેબંદીઆ અને સોહ્રૈરવરદીઆ નકશેબંદીઆ સિલસિલો પહેલા ખલીફા હઝરત સિદ્દીકે અકબર સૈયદના અબુ બકર રદી૦ની મારફતે હઝરત રસુલેખુદા સુધી પોંહચે છે, અને બાકીના બધા સિલસિલા શેરે ખુદા મવલાઅલી મુરતુઝા કર૦ ની મારફતથી દરબારે રીસાલત સુધી પોંહચે છે.

નકશેબંદીઆ સિલસિલાના બે બુઝુર્ગો આ દેશમાં ઘણાંજ પ્રખ્યાત છે.

પહેલા હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ સાહેબ રહે૦ જેમનો મુબારક મઝાર દેહલીમાં છે અને બીજા ખ્વાજા સાહેબના મુરીદ હઝરત શેખ એહમદ મુજદ્દિદે અલ્ફસાની રહે૦ જેમનો મઝાર પટીઆલા રાજ્યમાં આવેલા સરહીંદ શરીફમાં છે. મુજદદિદસાહેબ મુગલ શહેનશાહ જહાંગીરના સમયમાં હતા. એમના સમયથી નકશેબંદીઆ સિલસિલામાં મુજદદિદયાના શબ્દનો વધારો થઇને એ સિલસિલાનો ઘણોજ પ્રચાર થયો છે.

કાદરિયા સિલસિલો મેહબુબે સુબહાની હઝરત ગવસુલ આઝમ સૈયદ અબ્દુલકાદર જીલાની રદી૦ થી મનસુબ છે જેમનો મુબારક મઝારે શરીફ બગદાદ શરીફમાં છે.

## ઈસલામી નોંધપોથી.

સોહોરવર્દીયા સિલસિલાના ઈમામ હઝરત શેખ અબુન નજીબ અબદુલકાદર સોહોરવર્દી છે. હીંદુસ્તાનમાં આ સિલસિલાના સઉથી મોટા નામાંકિત બુઝુર્ગ હઝરત બહાઉદ્દીન ઝિકરીયા મુલતાની હતા જેમનો મઝાર મુલતાનમાં છે.

ચિસ્તીઆ તરીકો હઝરત અબુ ઈસહાક શામીથી શરૂ થયો જેઓ ખુરાસાનના ચિશ્ત કસબાના રહેનાર હોવાથી ચીશતીના નામથી ઓળખાતા હતા. હીંદુસ્તાનમાં ચિસ્તીઆ સિલસિલાનો પ્રસાર કરનાર હઝરત ખ્વાજા મોઈનુદ્દીન ચિસ્તી અજમેરી છે.

ચિશતીઆ તરીકાની અનેક શાખાઓ છે જેમાં નિઝામીયા, સાબેરીયા, જમાલીયા, ઘણી પ્રખ્યાત છે નિઝામીયા સિલસિલો હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા મેહબુબે ઈલાહીથી શરૂ થાય છે અને સાબેરીયા હઝરત મખદુમ અલાઉદ્દીન સાબેર કલીયરીથી તથા જમાલીયા હઝરત કુતુબ જમાલુદ્દીન હાંસલીથી શરૂ થાય છે. આ ત્રણ બુઝુરગો હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકરના ખલીફા હતા જેમનો મુબારક મઝાર પંજાબ જીલ્લે મંટગુમરીમાં આવેલા પાકપટન શરીફમાં છે. બાબા ગંજશકર હઝરત ખ્વાજા કુતબુદ્દીન બખતીઆર કાકી દેહલવીના ખલીફા હતા અને તેઓ હઝરત ખ્વાજએ ખ્વાજગાં મોઈનુદ્દીન ચીસ્તી અજમેરીના ખલીફા હતા.

## સીલસીલાઓની રચના.

એટલે તસવ્વુફના આચાર સિલસિલાઓનો તરફે અમલ શરીઅતે ઈસલામના તાબામાં છે અને તે બાબતમાં એક બીજામાં

પ૦૭૦



કાંઇપણ તફાવત નથી. પરંતુ બીજા સિલસિલાઓથી વિરૂદ્ધ ચિસ્તીઆ તરીકામાં ગાણું સાંભળવાની છુટ છે પરંતુ તે ગાણું એવું હોય કે જેમાં નફસાની ખ્વાહીશો અને એવીજ બીજી બદીઓનો લગારે દખલ ન હોય. ચીસ્તી ખાનદાનવાળાઓને સ્ત્રીઓ અને ખુબસુરત છોકરાઓનુ ગાણું સાંભળવાની મનાઇનો હુકમ છે અને વળી એવી જગ્યા ઉપર સાંભળવાની ખાસ મનાઇ કરેલી છે કે જ્યાં તેમના મનમાં અઘટિત વિચારો અને અયોગ્ય ઇચ્છાઓ ઉતપન્ન થાય.

## લિબાસ.

એહવે તમબ્બુરનો શરૂઆતનો લિબાસ સુફ એટલે ઉનનો હતો તે પછી કાંઇ પણ બંધન રહ્યું નહી તેઓ જેવો લિબાસ પહેરવા ચાહે તેવો પહેરી શકે કેટલાક સુફીઓએ તેમના મનની સ્થિતીનો જે રંગ થાય છે તે રંગ પોતાના જાહેરી પોશાકના માટે ધારણ કરી લીધો છે અને કેટલાક પોતાના નામ ર શેખે ધારણ કરેલા લિબાસની પયરવી કરે છે.

ચિસ્તીઓની સાબેરીઆ શાખામાં ભગવા રંગના લીબાસનો પ્રસાર થએલો છે અને નિઝામી શાખા વાળાએ સંદલી તથા પીળાશ પડતા લિબાસને પસંદ કર્યો છે. સાબેરી શાખા વાળાઓએ એ રંગ એટલા માટે પસંદ કર્યો છે કે તેથી લુગડાં ઓછા મેલાં થાય છે. અને નિઝામીઓએ પીળાં રંગને ઇશ્કથી તાબીર કરેલો છે. પરંતુ અફસોસ! આજ કાલ કેટલાએક સુફીઓએ શરીઅત

અને તરીકાની વિરૂદ્ધ ખિઆલ ધારણ કરવા માંડયો છે, અને તેને પ્રખ્યાતીનુ સાધન સમજે છે. આવા લોકો જે પોતાની નફસાની ખ્વાહીશોથી એટલે તરીકતના ખિઆલને બદનામ કરે છે, તેઓ શરીઅત અને તરીકતમાં કોઇ પણ માન મેળવવાના હકદાર નથી.

આ ટુંકી મઝહબી નોંધપોથી છે જેને યાદ કરવી દરેક મુસલમાનને લાઝિમ છે.



અગત્યની આજ્ઞાઓ, દોલમા બાગમા, તુરકી તારપેડોની હીલચાલ, ગાઝી અનવરબે, ઇટાલીયન માંગણીઓનો અનાદર, જીવ કુરબાન કરવાનો કરાર, ઇબ્રાહીમ અમીર, જંગી કાઉન્સીલ, કેરોની મુલાકાત, ખોટા પરિણામની શરૂઆત, અલ અમાન અલ હફીઝ, સેનસર શીપ, નાદિરશાહી હુકમ, બેતાબ બાળા, ઇમામુલ યમન યહયા ઝેદી.

## આતો પહેલા ભાગનું સાંકળીયું થયું

# હવે બીજા ભાગમાં વાંચો

ઇટાલીયનો વિરૂદ્ધ મીસર વાસીઓ, કુરબાની, આંધળો બહેરૂ કુટાયું, બાહોશ તુરકી અમલદારો, ત્રીપોલી જવાની તઇયારી, ફરી બેહોશ થયો, સમુદ્રની સહેલગાહ, ખરી ખેર ખ્વાહી, અણધારી આફત, ખુનનું કાવતરૂ, બે નવા દોસ્તો, યક નશુદ દો શુદ, મદદના ફિરીશતાઓ, અસગર, પાસેરામાં પહેલી પુણી, તેજ પુરાણી સેનસર શીપ, હેં આ શુ થયુ ?

## બીજો ભાગ વાંચ્યા બાદ

# ત્રીજા ભાગને વાંચો

જાહેદ ફી સબીલિલ્લાહે, દુઃખી દાસ્તાન, હમદર્દીનો જોશ, લશ્કરી ઇસ્પીતાલ, પાર્લામેન્ટની બેઠક, ભેદ ભરેલી હિલચાલ, કામની બેહુંચણી, શયતાનને ઘેર વગી, અરબોની મહેમાનદારી, જુલમી ઇનસાફ, બાદશાહી ખાણું.

# ત્રીજો વાંચી રહ્યા એટલે હવે ચોથા ભાગને જુઓ

મુગાઓમા બહેરો, ખુબ ગુઝરેગી જો મિલ બેઠેગે, દીવાને દો, પ્રપંચી પ્રેમીઓ, સુંદર મેહમાન, બનગાઝી, મુકાબલાની તઇયારી, રાજ્ય દ્રોહી પીતાનો દેશ ભકત પુત્ર, ભયકર આરોપ, નકાસવાની તઇયાર્ગી, ઇટાલીયન દાવાની દલીલ, સુડી વચ્ચે સોપારી,

## આ ચાર ભાગ વાંચી રહ્યા બાદ

તમે આ રસીલી લડાયક વાર્તા માટે શુ મત ધરાવો છો તે લખી જણાવજો. ત્રીજા અને ચોથા ભાગમા

૧ શેખ સનોસીનો વાવટો

૨ નામદાર અનવર પાશા

૩ તરકીશ તોપખાનાનું લશકર

૪ હીઝ એકસેલન્સી હસનપાશા

ના સુદર ફોટો ઉંચા આર્ટ પેપર ઉપર આપ્યા છે.

લગભગ સાડા ચારસો પાનાના દલદાર પુસ્તકના ચારે ભાગની કીમત ફકત ત્રણ રૂપીઆ છે. તરતજ મંગાવો.

**નિઝામીયા બુક ડેપો.**

**પાંચપટી—અમદાવાદ.**